ગાંડીવ [illegible]
પુષ્પ : [illegible]



# વાઘોનું વન

ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત

ગાંડીવ બાલોદ્યાનમાલા (૧)

પુષ્પ : : નવમું

# વાઘોનું વન

પ્રયોજક:

ચીમનલાલ પ્રાણલાલ ભટ્ટ




પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦—કેળાંપીઠ

સુરત

શ્રી ઉત્તર વિભાગ-
ના વિદ્યાધિકારીજીએ
મંજુર કરેલ છે.

પાંચ નવાંજ ચિત્રો
વાળી આ ત્રીજી
આવૃત્તિ છે.





ઇસ્વી ૧૯૩૧ વિક્રમ ૧૯૮૭

મુદ્રક: પ્રકાશક

ઇશ્વરલાલ વીમાવાળા

૦-૪-૦

# ગાંડીવ સાહિત્ય મંદિર

## ગાંડીવ સાપ્તાહિક

દર બુધવારે આખા ગુજરાતની ખબરો, નોંધો, રમુજી અને સાહિત્યની ચર્ચા પ્રગટ કરે છે. લવાજમ બહારગામ રૂા. ૪) પરદેશ શિલિંગ દસ.

## સ્ત્રીશક્તિ સાપ્તાહિક

દર રવિવારે બહાર પડતું ગરવી ગુજરાતણનું પહેલું ને એકલું સાપ્તાહિક મુખપત્ર. લવાજમ રૂપિયા ૪) પરદેશ શિલિંગ ૧૦

## ગાંડીવ છાપખાનું

દશ વરસમાં શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે સારી ખ્યાતિ મેળવી ચૂક્યું છે.

## ગાંડીવ સાહિત્ય

ગાંડીવે પ્રકટ કરેલાં પુસ્તકો તેમજ બીજાં શિષ્ટ પુસ્તકો અને બોધક કૃતિઓ મળે છે.

---

**સરનામું: ૧૮૦ કેળાંપીઠ, સુરત.**

---

સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેશો.




હવે કેમ કરૂં ? આટલા ઓછા પૈસાથી શું વળે ?
એક ટંકનું ભોજન પણ નહિ નીકળે ! ને છોકરાં
ખાવા માટે ટળવળે, એ તો મારાથી જોવાયજ નહિ.

(૧)

એક હતો હજામ. તેનું નામ કરસન. ગરીબોમાંયે ગરીબ. પાર વિનાનો ગરીબ. કુટુંબ જુઓ તો મોટું લશ્કર જેવડું! પાંચ છોકરા, સાત છોકરીઓ અને પોતે ધણીધણીઆણી. કુલ ચૌદ માણસનું ગંજાવર કુટુંબ!

તે રોજ કમાય ને રોજ ખાય. એક દિવસ દૈવ રૂઠયું. કમાણી થઇ, પણ નહિ જેવી. ઘર તરફ તેનો પગજ ના ઉપડે. તેને થયું, "હવે કેમ કરૂં? આટલા ઓછા પૈસાથી શું વળે? એક ટંકનું ભોજન પણ ના નીકળે! અને છોકરાં ખાવા માટે ટળવળે તે તો મારાથી જોવાયજ નહિ!"




( કુટુંબ જુઓ તો મોટું લશ્કર જેવડું )

એણે તો જંગલનો રસ્તો લીધો. જંગલ આવ્યું, ઝાડી આવી. કરસન તો આગળ ચાલ-

તોજ ગયો. આ જંગલનું નામ "વાઘોનું વન" હતું. એમાં માત્ર વાઘનોજ વાસ. નહિ પક્ષીઓ કે નહિ પશુઓ. એકલા વાઘોજ. બધા મળીને ચારસો જેટલા થાય !

કરસન આ વાત જાણે નહિ. જાણે તો ત્યાં જાય નહિ. પણ હવે શું કરે? હવે તો વાઘની ગર્જના રાતે સંભળાવા લાગી. તેને ગભરાટ છૂટયો; અરે રામ! હવે શું થશે? વાઘ તો ધસ્યો ધસ્યો આવે. ઓ પ્રભુ! એ તો મારો જીવ લેશે!

પણ હિંમત કંઇ કોઇના બાપની છે? કરસનમાં હિંમત આવી. પોતાનો અસ્ત્રો કાઢી ઘસવા લાગ્યો. ઘસીને ખુબ તીણો કર્યો. એટલામાં તો વાઘભાઇ આવી પહોંચ્યા. મનમાં તો તે ગભરાયો. પણ બહારથી હિંમત રાખી અસ્ત્રો ઘસતો જાય ને વાઘ પાસે ધસતો જતો જાય.

(૨)

વાઘે તેને આવતો જોયો. ખુબ નવાઇ લાગી. તેણે વિચાર્યું: આ શો ગજબ? આવો માણસ

તો કોઇ જોયો નહિ! મારાથી પણ બ્હીએ નહિ! ખરેખર બહુ જબરો હશે! ઉલટી મને એની બ્હીક લાગે છે!

આમ બીધેલો વાઘ તેને નમી પડયો. કરગરીને કહેવા લાગ્યો: મારીશ નહિ, મારીશ નહિ, મને ગરીબને મારીશ નહિ.

કરસનને હવે જોર ચઢયું. આવી તક કોણ છોડે? તેણે કહ્યું: વારૂ બચ્ચા, નહિ મારૂં. પણ મારૂં કામ તો બીજુંજ છે. આ દેશનો એક રાજા છે. તેનું નામ જયમલ. તારા જેવા વીસ વાઘ તેને જોઇએ. માટે એક તું, ને બીજા ઓગણીસને પકડીશ.

બાપરે!—વાઘ બરાડયો: એવો નિર્દય મા બનીશ. ઘર અમારૂં, બાર અમારૂં, અમને અહિંયા રહેવા દે.

કરસન બોલ્યો: એ ના બને. હું ગરીબ છું. બહુજ ગરીબ છું. પૈસાની તો મારે ઘણીજ જરૂર છે. રાજાને વાઘ જોઇએ છે. હું એને વાઘ આપીશ,

ને એ મને પૈસા આપશે.

વાઘે કહ્યું: ઓહો! એટલું જ કની? ચાલ ત્યારે. અહિં એક ટેકરો છે, તેમાં ખુબ સોનું છે. એક કંજુસે તે દાટેલું હતું. હવે તો તે જીવતો નથી. પણ એક શરત કબુલ હોય તો તને બતાવું. મારે તને સોનું આપવું. પણ તારે અમને વેચવા નહિ.

કરસન કહે: વારૂ, એમ તો એમ. પણ પહેલાં મને સોનું બતાવ, પછી તને છુટો કરીશ.

(૩)

વાઘ આગળ ને કરસન પાછળ, એમ બંને ચાલ્યા. ચાલતાં ચાલતાં ટેકરો આવ્યો. વાઘે કહ્યું: આ જગ્યા; અહિં ખોદશે તો સોનું મળશે. કરસન તો ઝટ ખોદવા મંડયો. એક ઘા, બે ઘા, ત્રણ ઘા; ચોથે ઘાએ તો સોનું ઝળક્યું. વાઘે કહેલું સાચું પડયું, એટલે વાઘને એણે છોડી દીધો. સોનું બધું કાઢી લીધું. સોના તરફ જુએ ને વેંત વેંત કુદે. હરખ તો હૈયામાં માય નહિ.

આખરે સોનાનું પોટલું બાંધ્યું ને ઘર ભણી વળ્યો.
એ આવ્યો તે સૌને ગમ્યું. છોકરાંને ને

(પોટલું છોડ્યું ને સોનું કાઢ્યું. આખું ઘર હરખાઈ ગયું.)

  

બૈરીને, બધાંને. એ તો બિચારાં એમજ માનતાં કે કરસન અમને મૂકીને નાસી ગયો.

(૪)

પણ આ કરસન તો જુદોજ હતો. ક્યાં પહેલાંનો ગરીબ કરસન ને ક્યાં આજનો માલદાર કરસન! પોટલું છોડ્યું ને સોનું કાઢ્યું. એ પીળી વસ્તુ જોતાંજ આખું ઘર હરખાઇ ગયું. દુઃખ ગયું ને સુખ થયું એ કોને નહિ ગમે?

પછી તો કરસને ઘર બાંધ્યું. બૈરીને માટે ને છોકરાંને માટે સુંદર કપડાં ને કીમતી ઘરેણાં ખરીદ કીધાં. ખાવાનું સારૂં, પીવાનું સારૂં ને રહેવાનું સારૂં—ઓઢવાનું સારૂં ને પહેરવાનું સારૂં—પછી બીજું શું જોઇએ?

આમ કરસન સુખમાં રહેવા લાગ્યો. પણ સુખ ક્યાં હમેશ ટકે છે? કેટલેક વખતે પૈસા ખૂટ્યા. તરત પેલું જંગલ સાંભર્યું. એણે ઝટ ચાલવા માંડ્યું. એ જ જંગલમાં એ જ વાઘ ઓચિંતો ભેગો થઇ ગયો. કરસન બોલ્યો: વાઘ,

વાઘ, પૈસા ખૂટ્યા; પૈસા જોઇએ.

વાઘ ચમક્યો. તે કહે: પૈસા જોઇએ? તું જબરો, સોનું બધું ક્યાં ગયું?

કરસન બોલ્યો: જાય ક્યાં? ખરચાઇ ગયું. બીજું જોઇએ. આપતો હોય તો ઠીક, નહિ તો જાણજે કે વીસ વાઘનું આવી બન્યું છે. રાજાજીને વાઘ જોઇએ ને મારે પૈસા જોઇએ. હું તેમને વાઘ આપીશ ને એ મને પૈસા આપશે. કેમ, શો વિચાર?

(૫)

વાઘ તો બાપડો ધ્રૂજી ગયો. તેણે કહ્યું: ના ભાઈ, ના. એવું તું ના કરીશ. તારી વાત કબુલ છે. મારે તને સોનું આપવું, પણ તારે અમને વેચવા નહિ.

કરસનને તો એટલુંજ જોઇતું હતું. તેણે વાઘને કહ્યું: જાઓ, તમને નહિ વેચું. ચાલ, હવે મને સોનું બતાવ.

વાઘ કહે: આ વખત તો સોનું આપીશ.

પણ પછી નહિ બને. પૂનમે અમારા રાજાનો દરબાર ભરાય છે. તેને મારે પૂછવું પડશે. તે હા કહે તોજ અપાય. માત્ર આટલી વખત આપું છું.

વાઘ આગળ ને કરસન પાછળ. ચાલતાં ચાલતાં એક ઝાડ આવ્યું. મોટું રાક્ષસ જેવું, પણ થડમાં પોલું.

વાઘ બોલ્યોઃ તારે જોઇએ છે તે આ થડમાં છે. લેવાય તેટલું લે. ફરી પાછો પજવીશ નહિ.

વાઘને એણે છુટો કર્યો, લેવાય તેટલું સોનું લીધું ને ઘરનો રસ્તો પકડ્યો.

(૬)

હવે, કરસનને એક ભત્રીજો હતો. તેનું નામ માધવ. તે બિચારો બહુ ગરીબ. તેણે જોયું કે, કરસન કાકા તો વગર મહેનતે તવંગર થઇ ગયા. તેને થયું કે લાવ, એક વાર તપાસ તો કરૂં, કે એ પૈસા ક્યાંથી લાવ્યા? પૂછવામાં શું જાય છે?

પછી એક દિવસ વાતમાં ને વાતમાં કાકાને પૂછ્યુંઃ કાકા, તમે આટલો બધો પૈસો ક્યાંથી

મેળવ્યો? આ હમણાં તો તમે ગરીબ હતા અને જોતજોતામાં, આંખના પલકારા જેટલી વારમાં એકદમ તવંગર બન્યા. એ તે કંઈ કિમિયો છે કે કંઈ જાદુ? હોય તો મનેય તે બતાવો ને.

કરસન કહેઃ ભલે, તારી ઈચ્છા છે તો હું તને જણાવું છું. એમ કહી બધી વાત સંભળાવી.

(૭)

માધવ તો આ સાંભળીને છક થઇ ગયો. એને તો તે ઘડીથી જ સોનાનાં સ્વપ્નાં આવવા માંડ્યાં. તેને થયું કે ક્યારે જંગલમાં જઇએ ને ધનના ઢગલા લાવીએ. કાકાને કહ્યુંઃ ચાલો ત્યારે, હમણાંજ જઇએ.

કરસને કહ્યુંઃ ભલે, પણ સાવધ રહેજે; વાઘની સાથે કામ છે. બબ્બે માણસ સોના ખાતર તેને કનડે એ તેને પસંદ ન હોય. માટે આપણે યુક્તિ કરીએ.

દર પૂનમે, અડધી રાતે સઘળા વાઘો ભેગા થાય છે. જંગલ વચ્ચે, એક જંગી વડના ઝાડ

તળે સભા ભરે છે. આવતી કાલે પૂનમ થાય છે. આપણે વહેલા નીકળીશું ને ઝાડની ડાળીઓમાં છુપાઇ બેસીશું.

(૮)

પૂનમ થઇ. સાંજ પડી. કાકો ભત્રીજો જંગલ તરફ ઉપડ્યા. વ્હેલા વ્હેલા ત્યાં પહોંચી ગયા. ઝાડ આવ્યું એટલે ઉપર ચઢીને સંતાઇ બેઠા.

ચાંદો ઉગ્યો. એક પછી એક, ધીરે ધીરે, વાઘ આવ્યા. વખત જાય તેમ ચાંદો તો ઉંચે ચઢે. આખરે તે માથે આવ્યો, ત્યારે છેલ્લોવેલ્લો, એકલો એકલો, વાઘનો રાજા આવી પહોંચ્યો. શરીર કદાવર, ઉંમર મોટી, ચાલ ધીમી, પણ એક આંખ કાણી.

એકઆંખાળો વાઘનો રાજા, ઝાડની નીચે ઉંચે આસને આવી બેઠો.

બીજા સઘળા કુલ ચારસો વાઘો, એની સામે દશદશની હારમાં ગોઠવાઇ ગયા.

(૯)

એક વાઘ આગળ આવ્યો. તે બોલવા લાગ્યો:

હે રાજા, મારી વાત સાંભળો. એક માણસ બબ્બે વાર વીસ–વીસ વાઘ પકડવા માટે અહિં આવ્યો હતો.

હેં! ખરેખર? રાજા ચમક્યો: વીસ વાઘનું એને કામ શું?

કામ શું? વેચવા માટે. જયમલ નામે આ દેશનો રાજા છે તેને ત્યાં વેચવા માટે એને વીસ વાઘ જોઈતા હતા. પણ મેં તેને સોનું આપ્યું એટલે તો એ ચાલ્યો ગયો. પણ હજુ તે આવશે એવો મને ડર છે. તેને હવે લોભ લાગ્યો છે. સોનાનો એ ભુખ્યો છે. તેથી એ અહિં વારંવાર આવ્યા કરશે. હવે મારે શું કરવું?

અંદર અંદર ચર્ચા ચાલી. કેટલાક કહે: ફરી આવે તો પૂરો કરવો. બીજા કહે: ના ભાઇ, એમ નહિ. મારવો તો નહિ. મારવાથી બહુ નુકસાન છે. બકરી કાઢતાં ઉંટ પેસે, તો આપણા તો પૂરા બારજ વાગે. માટે મારવાની તો વાતજ છોડો. વળી બીજા બોલ્યા: સાંભળો ભાઇઓ,



જો, પેલું જંગી ઝાડ જોયું ? એના પોલા થડમાં
હજુ થોડું સોનું છે. હમણાં તો એટલું લઈ જઈએ.

આપણેજ આ વનમાંથી બીજે જઇએ તો કેમ? ત્યાં સુખ શાંતિમાં, છેક નિરાંતે રહી શકીશું.

સૌથી છેલ્લે રાજા બોલ્યોઃ ધીરા પડો, સૌ ધીરા પડો. આ કામ ઉતાવળનું નથી. આજ ને આજ એ થાય નહિ. ધીરે રહીને, પૂરેપૂરો, બધી બાજુનો વિચાર કરો. પછી કહો કે અમુક રસ્તો સૌથી સારો. ચાલો ત્યારે કાલે પાછા આજ જગ્યાએ આજ વેળાએ આપણે મળીશું ને નક્કી કરીશું.

(૧૦)

સૌ વિખરાયા. થોડીક વારે કાકો ભત્રીજો પણ નીચે આવ્યા.

કાકો બોલ્યોઃ ચાલ માધવ, મારી સાથે ચાલ. જો પેલું જંગી ઝાડ. જોયું? એના પોલા થડમાં હજુ થોડું સોનું છે. હમણાં તો એટલું લઈ જઇએ. પછી કાલે પાછા આવીશું અને વાઘોનો ઠરાવ જાણી લઇશું. આમ વિચારી કાકો ભત્રીજો પેલા ઝાડ પાસે પહોંચ્યા. હતું તેટલું સોનું લીધું

ને ચાલ્યા ઘર તરફ.

ઘેર જઇને સોનાના બે ભાગ પાડ્યા. એક લીધો કાકાએ ને બીજો લીધો ભત્રીજાએ. પણ ભત્રીજાનું મન માન્યું નહિ. એ તો સોના પાછળ ગાંડો બન્યો.

(૧૧)

બીજેજ દિવસે, સવાર પડતાં, કાકાથી છાનો એ તો વાઘોના વન તરફ ચાલ્યો એણે ધાર્યું : વાઘ લોકોએ હજુ સુધી તો કંઇ ઠરાવ નથી કર્યો. તે પહેલાં જઇને એકને ધમકાવીશ, ને સોનું માંગીશ. એ બિચારો ડરી જશે એટલે મને સોનું મળી જશે.

ચાલતાં ચાલતાં જંગલ આવ્યું ને વાઘ પણ આવ્યો. માધવે તો અસ્ત્રો કાઢ્યો. વાઘને કહ્યું: ભલે આવ્યો, ઠીક થયું. આ મુલકના રાજા માટે મારે વાઘોના કાન કાપવા છે. રાજાને કંઇક દવા બનાવવા તમારા કાન જોઇએ છે. પહેલો પરથમ તારો વારો. ચાલ આવ. વાઘના ટાંટીઆ ધ્રૂજવા

લાગ્યા. તેણે કહ્યું ભલા ભાઇ, એવું કંઇ તું ના કરીશ. સોનું ને ચાંદી ને હીરા ને મોતી જે જોઇએ તે આપીશ. જેટલું જોઇએ તેટલું આપીશ. પછી કાંઇ ?

માધવ બોલ્યો: બસ, તો ચાલ. એ બધું મને બતાવ, એટલે તારા કાન નહિ કાપું.

વાઘ આગળ ને માધવ પાછળ. ચાલતા ચાલતા બંને એક ઝાડ આગળ આવ્યા. વાઘે કહ્યું: જો પેલું કાણું, ઝાડના મૂળ પાસે. એની અંદર ખુબ ઝવેરાત છે. માધવે ખાત્રી કરી વાઘને જવા દીધો. અને પછી બે વાર મળીને બધો ખજાનો ઉપાડી ગયો.

(૧૨)

રાત પડી, એટલે બને જણા—કાકો ને ભત્રીજો—ચાલ્યા જંગલમાં. ત્યાં આગલા દિવસની પેઠે ઝાડ ઉપર સંતાઇ બેઠા.

થોડીજ વારમાં વાઘો આવ્યા. રાજા આવ્યો. સૌ બરાબર બેસી ગયા. પછી રાજાએ પૂછ્યું:

કેમ કોઇને કંઇ રસ્તો સૂઝે છે? એ ધન-ભૂખ્યાને વારેવારે ધન આપવાનું તો બનશે નહિ.

વળી પેલોજ વાઘ આગળ આવી બોલ્યો: સૌ કાન દેજો. આજે તો એક બીજોજ માણસ આવ્યો. એને આ મુલકના રાજા માટે આપણા સૌના કાન કાપવા હતા. હું મુંઝાયો. પણ છુટકો નહોતો. તેણે ધન માગ્યું તે આપવું પડયું. ધન લઇને તે ચાલતો થયો. આમ ક્યાં સુધી ચાલે? આ લોકો તો પેંધા પડશે! આજ ને આજ, વગર ઢીલે કોઇ પણ રીતે ચોક્કસ નિર્ણય કરવોજ જોઇએ. નહિ તો આપણું આવી બનશે. નિર્ધન થઇશું. ઘરબાર ખોઇશું ને દુઃખ પામીશું.

સૌની આંખો લાલ થઇ રાતા કુદ્યા અને તડુક્યોઃ આવવા દ્યો, જે આવે તેને આવવા દ્યો. બધાનો હું કોળીઓ કરીશ. બસ એ તો એજ.

વાઘની વાત ઉપરથી કરસન માધવની લુચ્ચાઇ જાણી ગયો. માધવ ઉપર તેને ખુબ ગુસ્સો ચઢયો.

માધવે તે જોયું. કાકાનો તેને ડર લાગ્યો, એટલે તે જરાક જેટલો પાછો હઠયો. ત્યાં તો પેલો ક્રોધ ભરેલો, દયા વગરનો, રાજા કુદ્યો. તેને જોઇને માધવ તો થરથરવા લાગ્યો ને ડરનો માર્યો જરાક વધારે ખસવા ગયો.

(૧૩)

હવે બન્યું એવું કે ખસતો ખસતો માધવ એક નબળી–પાતળી ડાળી ઉપર આવી ગયો. અને થોડીવારમાં ભારને લીધે ડાળી ક–ડ–ડ–ડ–ભુસ. તેની સાથે ધબ્બ લઇને માધવ નીચે વાઘ-સભામાં આવી પડયો.

વાને વેગે કાકો કરસન ભત્રીજાની વ્હારે ધાયો. પ્રચંડ ઘાંટો પાડીને તે બોલ્યો: કાન કાપો, બસ કાન કાપો, એકેએકના કાન કાપો; છોડશો નહિ, એકેક વાઘને છોડશો નહિ, કાન કાપો, બસ કાન કાપો, એ વાઘડાઓના કાન કાપો !!

"મીઆઉં" સાંભળીને ઉંદરો નાસે તેમ આ હોકારો સાંભળીને બધા વાઘો જીવ લઇને,



વાઘોની સભા: માધવ ડાળી પરથી નીચે પડે છે.

ઉભી પુંછડીએ નાઠા. કોઇ પૂર્વમાં તો કોઇ પશ્ચિમમાં, કોઇ ઉત્તરમાં તો કોઇ દક્ષિણમાં એમ જેને જેમ ફાવ્યું તેમ ચારે દિશામાં, ચારે પગે નાઠા. પાછું વાળીને જોવા સુદ્ધાં ના રહ્યા.

(૧૪)

થોડી વારે, કરસન નીચે ઉતર્યો. ઉતરીને જુએ છે, તો માધવ બેભાન થઇને પડયો છે. એક બે ઠેકાણે વાગવાથી લોહી નીકળતું હતું તે એણે પાટો બાંધી બંધ કર્યું; અને એને ખભે નાંખી ત્યાંથી ઝપાટાભેર ઘેર આવ્યો.

ઘેર આવીને તાબડતોબ વૈદ તેડાવ્યા ને હકીમ બોલાવ્યા. ઓસડવેસડ, ને મલમપટ્ટા ને દવાદારૂ બધું કર્યું. પણ માધવ હેબક ખાઇ ગયેલો તેથી તેને આરામ ન થયો તે ન જ થયો. થોડા દિવસ પછી મોત આવ્યું ને એને લઈ ગયું. પૈસા પાછળ એણે જીવ ખોયો !!

માધવનું કોઇ વારસ નહોતું. સગાંમાં ને વ્હાલામાં માત્ર આ એક કાકો હતો. એટલે એની

બધી મિલ્કત એના કરસન કાકાને મળી. આથી કરસન તો હવે ખુબ પૈસાદાર બન્યો. એને કશી વાતની ખોટ ન રહી. ખાય, પીએ અને આનંદ કરે. કોઇ કોઇ વાર વધારે ધન મેળવવાનું મન થાય એટલે જંગલ સાંભરે. લોભને કંઇ થોભ છે? પણ માધવના મરણ પછી ધીરે ધીરે એ સંતોષી બન્યો અને પૈસા ખાતર જંગલમાં જવાની તો ખો જ ભૂલી ગયો.

# નવા યુગનાં રમકડં

## સેટ ૧ લો

૧ ટૉલ્સ્ટૉયની ત્રણ વાતો ૦–૫–૦
૨ બકુલ ૦–૬–૦
૩ બિરબલનો બન્ધુ ૦–૮–૦
૪ મૂરખરાજ (ટૉલ્સ્ટૉય) ૦–૮–૦
૫ નીલમ ૦–૬–૦
૬ ભીષ્મ અને યુધિષ્ઠિર ૦–૪–૦
૭ બાળવિહાર (૧) ૦-૧૨-૦
૮ જયબજરંગ ૦–૬–૦
૯ વાઘોનું વન ૦–૪–૦
૧૦ જાદુઈ હાર ૦–૪–૦
૧૧ બરફીપુરી ૦–૪–૦
૧૨ સોનાકુમારી ૦–૪–૦
૧૩ તોફાની ટીપુડો ૦–૬–૦
૧૪ કચુંબર ૦–૩–૦
૧૫ ધૂપસળી ૦–૪–૦
૧૬ બાળવિહાર (૨) ૦–૬–૦
૧૭ મોતીના દાણા ૦–૫–૦
૧૮ એક હતો કુતરો— ૦–૪–૦
૧૯ કેરીનાં બચ્ચાં ૦–૩–૦
૨૦ નવનીત ૦–૩–૦
૨૧ મેઘધનુષ ૦–૪–૦
૨૨ મિયાઉં ૦–૧–૦
૨૩ હાથી ધમધમ ચાલે ૦–૧–૦
૨૪ બાળડાયરી ૦–૩–૦
૨૫ ચોપગાંની ચતુરાઇ ૦–૪–૦
૨૬ ગધેડાનું રાજ ૦–૧–૦
૨૭ રમકડાંની દુકાન
૨૮ જાદુઈ જમરૂખ
૨૯ મકનો મસ્તાનો
૩૦ બંગાળી બિરબલ

પોસ્ટેજ રૂા. ૧ા. સ્ટેશનવાળાને રેલ્વે પાર્સલ સસ્તું પડે.

## સેટ બીજો:

૧ બુલબુલામણિ ૦)–
૨ સવાકાની આપવીતી ૦)–
૩ ખોટી ખોટી વાતો ૦।
૪ સિપાઈદાદા ૦)–॥
૫ મધપૂડો ૦॥।
૬ કોલસાકાકા ૦।–
૭ સબરસ ૦)≡
૮ કીર્તિસ્તંભ
૯ રિક્કિ ટિક્કિ
૧૦ સારંગીવાળો
૧૧ ખરેખરી વાતો
૧૨ મોસાળની મોજ
૧૩ રસીકની પેટી
૧૪ પુસ્તકાલય

નવી ચોપડીઓ તૈયાર થાય



ગાંડીવ